અસલી

# ન્યુ ફોનોગ્રાફ.

## ગાયન માલા.

—•—

ભાગ ૧–૨–૩–૪

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર મંગળદાસ જોઈતારામ.

રીચીરોડ—અમદાવાદ.

—•—

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

—•—

સને ૧૯૨૪ સંવત ૧૯૮૦

શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. વાડીલાલ નાથાલાલે છાપી. રીચીરોડ–અમદાવાદ.

કિંમત ૦–૮–૦

# બુકસેલર મંગળદાસ જેઠાતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

૧૧-૬૯૧

| | | | |
|---|---|---|---|
| સદેવંત મોટી | ૦—૮—૦ | કાવ્ય દોહન મોટું | ૧—૦—૦ |
| ગુજરામારૂ મોટી | ૦—૮—૦ | ઓખાહરણ મોટુ | ૦—૧૨—૦ |
| ચતુર સુંદર બાર ભાગ | ૦—૧૨—૦ | માનમુસાફીર | ૦—૧૨—૦ |
| હાથલ પદમણી | ૦—૧૨—૦ | જાલધર આખ્યાન | ૧—૦—૦ |
| કાનો કુભાર | ૦—૮—૦ | બરાસ કસ્તુરી | ૦—૮—૦ |
| જસમા ઓઢણ મોટી | ૦—૫—૦ | સુંદર કામદાર | ૦—૮—૦ |
| કૌતક પેહેલોભાગ | ૦—૮—૦ | ગુલબંકાવલી | ૦—૮—૦ |
| ,, ભાગ બીજો. | ૦—૮—૦ | | |

એ સીવાય તમામ જાતનાં પુસ્તકો છપાવી કીફાયત ભાવે વેચનાર

બુકસેલર મંગળદાસ જેઠાતારામ.

રીચીરોડ—અમદાવાદ.

# ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા.

—— ✻ ——

## ભાગ ૧ લો.

**બલિરાજા—**

**મારી સજની,** તું ક્યાં રમીઆવી **રજની,** સાચું બોલ, બોલ, બોલ,
રાણી સૈયર, તું શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ, છોડ ?
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી.
પરસેવો તને ક્યાં વળ્યો, તારી ભમ્મર ક્યાં ભીંજાણી—સાચું ૦
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં ગભરાણી;
લાપોટે લટ છુટી ગઇ-મારી ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો ૦
કસ્તુરી તારા અંગે મ્હેંકે, કુસુમ કળીના હારો;
નયન રહ્યા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચું ૦
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી;
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો ૦

**રાજ તિલક—** રમુજી ગાયન.

ઝલક બતાવી પ્યારી ગજબ કર્યો ત્હેં, સપડાવ્યો નટખટને,
મોહિની ! મોહિની ! મોહિની ! વેચાવ્યા આ મરકટને—ઝ ૦
જે ઇશ્કમાં અંધા બની, પરનાર પર લલચાય છે,
બેશક તે બેશર્મ જનો, આ હાલમાં સપડાય છે,
અચક ઝુક, હુકહુક. બેટા ચાલ; હુકહુક !
સલામ કર સલામ છે, સલામ છે સલામ છે !
આંકનો ભેદ ભાગ્ય જેના લેજો આમ છે,
મંજરી...મંજરી ..મંજરી...ના બગાડ મ્હારા વટને—મ ૦

રાજ તિલક—

બની મુબાઇની શેઠાણી, હું મોટરમાં ફરૂં,
તું પ્હેરે જો આ ખાદી, તો હું કબુલ કરૂં
બનું પાટણની પટરાણી, રે હું મોજ કરૂં—બની૦
ઘોડા ગાડીઓ મંગાઉં, વાડી બંગલા અપાઉં,
પણ ખાદી તો પ્હેરાઉં, તને મંજરી,
સાડી ફેશનેબલ લાવો, મ્હારૂં મનડું મનાઓ—
વળી એરોપ્લેન મંગાઓ. આપી વરદી,
ઉડે અદ્ધર સરરરરરરરર ફરરરર જ્યારે હું તેમાં રે—બની૦
પ્હેરો હોસે હોંસે ખાદી, પ્યારી એમાં છે આબાદી,
મળે આઝાદી ને જાય ત્હારી શરદી.
પૂરો મ્હારા અભિલાષ, માનો મ્હારી ફરમાશ.
મ્હારૂ દિલડું બનાવી દીધું દરદી—
હૈ—યા—માં—તો ચરરર રરરર અરરર રરરર થાય રે હું. કેમ કરૂં—બની૦

અરૂણોદય—

દેખોરી એક બાલાજોગી, દ્વાર તેરે માઇ આયો હય;
વ્યાઘ્રામ્બર પીતાંબર સોહે, ગલે નાગ લીપટાયો હય.
ભીક્ષા લેકર આઇ નંદરાની, શંકર શીશ ધુનાયો હય;
લેઓ ભીક્ષા જોગી જાઓ, આસનપે મેરા બાલ ડરાયા હય.
ના ચાહીયે તેરી દોલત દુનિયા, ના ચાહીયે તેરી કાંચન માયા—
અપને ગોપાલકો દર્શન પાઉ, મેરે ગુરૂને બતાયો હય;
લે બાલક આઇ નંદરાની, અપને ગોદ બીઠાયો હય.
સેવા કરી ચરણામૃત લીનો, સીંગીનાદ બજાયો હય,

**અરૂણોદય—**

આલી આતે શી બીમારી! મદમાં ભાન ભલાવનારી.
જાઓ જાઓ ના લજાઓ: બોલે બોલ શું અવિચારી!
સાચું બોલ કામણગારી, નયને કેફ ચડયો શો કારી!—
ઉરના ઉછાળા, અવનવાચાળા. અધીરી બની તું, મ્હાવરી બાળા.
વાતવાતમાં છણુક વસી, ક્યાં ગઇ સરલતા નારી—
બેદરદીઓ દરદ ન જાણે, પ્રેમની પીડા પ્રેમી પીછાણે,
સમઝાશે તમને, થતાં—કોઇ રસિક પ્રીતમની પ્યારી.

**અરૂણોદય—**

સ્વર્ગવાસી વીરલાનો, તમે સુણજો સંદેશ;
અખીલ વિશ્વમાંહિ, ઉજ્જવળ તમારો આદેશ:
ભૂલ્યા પાવનકર, પૂર્વજનો મંગલ ઉદ્દેશ—
રામ કૃષ્ણના સંતાન તમે કહાવો, વીર અર્જુનની યાદ કંઇક લાવો,
બાણ શય્યાપર ભીષ્મે દીધેલા ઉપદેશ—
સ્વાતંત્ર્યતણી ભાવના ખીલાવો પરતંત્રતાની બેડીઓ હટાવો,
દેશ દેશને સુણાવો, (તમે) વિજયના સંદેશ—

**અરૂણોદય—**

આણમોલ પળ વીતી જતી અણમોલ કાં ઉભાં રહ્યાં,
એંધાણ શા આપું હવે, વેચાણ દીલનાં થઇ ગયાં;
નીશાનીઓ શાની આપું હવે શ્યામ!
આપ પૂછો દીલને છો દીલના દીલારામ—
ભાવનાની ભક્તિ તમે સ્નેહથી સ્વીકારી,
પ્રીતિ પૂજારી તમે બાલા ઉપકારી,
આજે ઉદય થયો ભાણ—જીવનમાં આજે ઉદય થયો ભાણ

**ભરતહરી—** રાગ, સીંધાનો કનરો.

**તારૂણી** તુજથી નથીરે જુદાઇ, શરદવદની સુખ પામું હું **આહી,**
વદન મનોહર તારૂં લલિતા સારૂં અંગ જીવન સુખદાઇ,—**તારૂણી.**
ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ, નિરખી પ્રિયા ભૂલું સરવેરે **કાંઇ;તા.**
ઋષુસોને સાક ત્યાગી તુજનેરે ચાહું, તુજવિણ મુજ ક્ષણ કલ્પ સમજાઈ.તા.

**ભરતહરી—** રાગ, આશાગોડી.

કામ છે દુષ્ટ વીકારી અહા પ્રભુ; કામ છે દુષ્ટ વીકારી—,
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી. અહા પ્રભુ **કામ છે,—**
ઋષુસોને ત્યાગી એકનેજ ચાહે તેના ચિત્તમાં છે જારી છીનાળી; **અહા—**
ધીક બાઇ તુજને, ધીક તારી બુદ્ધિ, વિપરીત વાત વિચારી, **અહા—**

**ભરતહરી—** ભજન—રાગ, ઝીંઝોટી.

છોડ દે અભિમાન, માન, અબ તો મનવા મેરા—છોડ.
રાજપાટ સબ જુઠે જાનો, ક્યું તુમ હોત હેરાન:
નારી પ્યારી નહિં હે તેરી, મત કરના ગુમાન:—માન
જુઠી પ્રીત જગતકી હોગી મત ભૂલે નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી, મત હોના ગુલતાન.—માન.
ચલ જંગલમે ભેખ ધરેંગે, નહિ જગત તોફાન:
જગત સ્વપ્નસેં જાગ્રત હોજા, ગુરૂસે લેના જ્ઞાન:—માન.

**ભરતહરી—**

હમ જાને જંગલકે બીચ, જુઠી હે રાજકી જંજાળ:
સાધન અપના છોડકે, ઇધર મત હોના બેહાલ..
હૈ લખ લાનત ઓરતકું, મત ગુમાના ઉસસે કાલ—હમ
બેહેતર હૈ સ્ત્રી દીલસેં, કભી હોવે એરી ખ્યાલ;
અબ રાજ હમ નાહીં કરે, તું રાજ અબ સંભાલ;—હમ

**ભર્તૃહરી—** રાગ લાવણી.

ભરથરી બ્રાતા વિચારીને તમે, કરો મ હું પર કોપ;
વણુ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ—ભરથરી
છો શીરછત્ર, (૨) નવ લોપું નીતિ ધર્મ;
બંધુ પત્ની મમ માત છે, કેમ કરૂં અવિહિતજ કર્મ—ભરથરી
કટુ વચન બાણુ, (૨) શીર મુકો માં કાપ;
આગળ વાત વિચારતાં, ભાઇ પામશો પશ્ચાતાપ – ભરથરી
પાંડવમાં ધર્મ, (૨) જેમ લક્ષમણુ ને રઘુવીર;
કનક. ભક્તિ તેમ માહરી, નવજાણો બંધુ કથીર—ભરથરી
ગાગું આપ સેવ, (૨) મુક્તિ દાતા મન માંય,
બ્રહ્મ રસ ભોગી ભ્રષ્ટ થઇ, કયમ તુચ્છ વિષયને ધાય—ભરથરી

**ભર્તૃહરી—** રાગ-લાવણી.

દેખા નહીં કછુ સાર જગતમેં, દેખા નહીં કછુ સાર,
મોહ બીસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર.
ચાંદ ચોકડી રાજ મીલે પન, ત્રષ્ણાકા નહી પાર,
ભોગ ભોગતે ઇદ્ર અપસરા, તૃપ્તી નહિ લગાર (૨) જગત૦
જુદા રંગ રૂપમેં ભ્રહ્મી, ક્રીડા કરત ગમાર;
રૂપ પીય અક્ષ નાશ હુવા તમ નહીં હે અપની નાર (૨) જગત૦
પ્યારી મેરી જાની પીંગલા, હુઆ રહા એક તાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકું યાર (૨) જગત૦
અલ્પ બખ્તકા યેહી તમાશા, દુઃખ હે અપરંપાર;
બેશક ઇસીકા ત્યાગ કરો તુમ, ફેર પસ્તાના યાર (૨) જગત૦
એહી ભરથરી નાર ભરૂંસે, ભયી હુવા ખુવાર;

એહી ભેખસે જગત શીખ દઉં, નવ કુઓ સંસાર;
નવ કુઓ સંસાર—જગતમેં દેખા નહીં કછુ સાર.

**ભર્તૃહરી—** રાગ—મરશીયા.

હાય, કેમ આ સહેશે ઉજેની રંડાપો, ઘણી થઈ છે રાજાજી માફ રાખો—ટેક
આપ લક્ષ માળવાના છો સ્વામી, કામ માડીલા રૂપે ન ખામી;
ગૌર અંગે ભભુત શી જામીરે, હાય કેમ આ—
એક બાજુ કુઆ તમારી રૂએ, ચંદ્રકળા ચાધારા નીર ચુએ;
બાપુ સુખે ન આજ કોઇ સુએરે- હાય
મહેલ મહેલે વિલાપ વ્યાપ્યો છે, પવા શોકનો સબળો વાગ્યો છે;
કુળકળનાં બાઇઓને ભાઇઓ છેરે—હાય.
આંધિ લટકી શી ભગવા ઝોળી, આના વસ્ત્ર કાં ગેરૂ ઝબોળી;
હાય હઇડામાં પ્રગટાવી હોળીરે—હાય.
નથી વિક્રમ ભાઇની કંઇ આશા, ક્યાં કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ ક્યાંઈ વાસ્યાંરે—હાય.
ઘણી નોધારાં અમને કરો માં આતું અણધાર્યુ પગલું ભરોમાં;
જોગી જીવતાં ચિત્તામાં ધરોમાં રે—હાય.

**ભર્તૃહરી—** પીંગળા ને ભરથરીનો સંવાદ.

ધીક સુવા ધીક મુજને, ધીક કામ વિકારજી;
જેણે રે ભુલાવી મને સતપથી, કર્યા નીચ વિચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજ્ઞાન જાતજી;
અન્ય વખત એવું નહિ કરૂં, લાજયા માતને તાતજી —ભેખરે.
કપટ રૂપીરે રાણી પીંગલા, એ શું બોલે વચનજી;

રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારી મનજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા—
તુંરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉદ્ધારજી—ભિક્ષા.
પીં—રહો તો રાજા રસોઈ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી;
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી.—ભેખરે
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખુ ગુપ્ત અવાસજી;
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી—ભેખરે
ભ—મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી;
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની પ્યાશજી.—ભિક્ષા.
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી;
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી.—ભિક્ષા.
પીં—ભગવા જોઈ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી;
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી.—ભેખરે.
ભ—વધુરે શું વદું રાણી પીંગલા, કરૂં અરે કેટલો ઉચ્ચારજી;
બંધુ જેવોરે બંધુ તજ્યો માર્યો વચનનો મારજી;
—હવેરે રાજને રાણી શું કરૂં!
પીં—વાંકીરે વિધાતા મને ભુલવી, લખીયા લેખ લલાટજી;
આનુંરે પ્રાયશ્ચિત હું શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી.—ભેખરે.
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી;
એકને કારણે એને નવ તજો, પાપી પીંગળાને કાજજી.—ભેખરે.
ભ—મોહ છોડી દે રાણી પીંગળા, પ્રીતે કર સતસંગજી;
સગુરે નથી કોઇ કોઇનું, આ સંસાર પતંગજી.—ભિક્ષા.
હેતી હું તો ભિક્ષા દે મુને, નહિ તો કરૂં ગ્રહ ત્યાગજી;

ગુરૂજી મારા રોષે થશે, ચાલી જાય જમ.તજ.-ભિક્ષા.

**ભર્તૃહરી**-- (રાગ-જન્મોનો સીતમકું સમજનાર હું)

પિતાજી આ કોપ તમે શો કર્યો, જોગી વેષ બાપુ શીદને ધર્યો;
મરી ગઇ છે માત અને વળી જાઓ તાત;
નબાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવું હું તો સહી.

**રા'માંડલીક**—

કરીએ ના વિશ્વાસ કાયા માયાનો કદી.
મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માંડલીક,
ચીરંજીવી નથી તારી, અમર નથી કાયારે,
ઘડી બે ઘડી માટે, શું બગાડે મતી;
બગાડે મત્તિ તું શાને, જુનાગઢ પતી—ઘડી.
રૂપે રંગે શું લોભાણો, ભરમે કરતાં ભુલ;
રૂપે રૂડા રળીયામણા-પણ એ શીમળાના ફુલ-ઘડી.

**સૂર્યકુમારી**--

કોઇ કહેજો-જોગીડાને, જઇને હો રાજ;
મધુવનમાં ઝુરે તારી બાલા તારી જોગણ.
વિરહ અંગારે સળગે, આખું નંદન વન—મધુ૦
એની આંખે શ્રાવણને, ભાદરવો ઝરે;
બાલા રસીયાના રાગે, એ રાની ફરે;
વ્હાલ અંતરમાં હોય તો, લ્હેજો લોચન—મધુ૦

**રા'માંડલિક**—

દિવ્ય દેશ અમ ઉજ્વળ કરવા, ક્યારે ઉગશે દિવ્ય પ્રભાત ! (૨)
અંધકારનાં વાદળ ભેદી, યદુકુળ મણી દીનમણીના સુણું શું અંસીનાદ (૨)

દેશ દેશની મધુરી મેયા, દિવ્ય અમારી ભરતભૂમી;
સુર મુનિવર યુગ યુગ પોપાયા, જેનાં ચરણુ સરોજ ચૂમિ;
એવી અમ જનની જગ વિખ્યાત, ભારત માત—દિવ્ય૦

પુંડલીક—

હમણાં તો નથી નવરાશ ગુરૂરાજ, અમો ઘડપણુમાં ગોવીંદ ગાશું;
મરણુપછીની વાતો કરોછો મોટી, ત્યારે હમણાં શું પ્હેરવી લંગોટી.
વાત થાય જે ઉધારની તે ખોટી, કેમ શ્યામલાલ સાચું...યાર-ઘડ૦
હજુ બાંધવાછે મારે કઈંક માળા, હજુ થાવું છે દશવીશ મીલવાળા;
ઘર તાળાં કરી કુંકવા દીવાળા, કેમ શ્યામલાલ...સાચું...યાર-ઘડ૦
જ્યારે ચાલશે નહી કાયા હમારી, ત્યારે સાંભળીશું કથા આ તમારી
મળે નારી નહિતો રહેજે બ્રહ્મચારી,કેમ શ્યામલાલ...સાચું...યાર...ઘડ૦

સ્વદેશ સેવા—

અલી આમ રીસાઇએ, સમય નીહાળી નાવલીયાની સંગે;
પછી આવી મનાવે, ભિન્નભિન્ન ભાવે, છણુકી મદનના જંગે;
વાહ વાહ સાંભળ—(પછી)
વદન હસતું કરી ચંચળ નયનો, મધુર શબ્દમરમાળા—
માનમહીં મરડાતાં જાતાં છળીએ શ્યામ રસાળા-(એમ હા)—અલી
કરગરતા જો આવે કંથ તો, છલંગ ભરીયે છેટી;
બહુ તાણુતા તુટે ( માટે ) ભાવે જાઇએ ભેટી—અલી૦

સ્વદેશ સેવા—

અમે સહુ એક ઝાડની ડાળ,
નથી જુદાઇ અમે સહુ ભાઇ, એક માતનાં બાળ;
હિંદુસ્તાન છે દેશ અમારો, ભારતી માત અમારી;
નવ કરીએ તેને માટે આ, જાન અમારી પ્યારી—અમે૦

હિંદુ ,મુસલમાન પારસી યાહુદી, ખ્રિસ્તી જાત અનેક;
જાત જુદી છે। રહી અમારી, પણુ અંતર છે એક—અમે૦

**રાજા સંભાજી—**

રાજા તારા ડુંગરીઆ પર, બોલે ઝીણા મોર;
મોર જે બોલે પપૈયા બોલે, કોયલ કરેરે કલશોર (૨)—રાજા
માઝમ રાત વીજલડી ચમકે, છાઇ છટા શી ઘનઘોર(૩).રાજા
બાઇ **મીરાં** કહે પ્રભુ ગીરધર નાગર તું મારા ચિતડાનો ચોર.—રાજા
" કોકિલ કલવર તું કરી, બળતીને નવ બાળ. "
" હું સુતી પિયુ વિરહમાં, હૈડે ઉંડ જવાળ. "

**રાજા સંભાજી—**

નારી વેષે નાથ તમારાં, રૂડાં રૂપ સોહાય;
રૂપ સોહાય જોતાં લજ્જના લલાચાય......નારી.
લટકે મટકે જ્યાં ચાલો, નખરે જ્યાં નયન નચાવો.
લચકે કમર લચકાઇ જાય હાય...............નારી.
રામા રઢ આતે કેવી? હઠમાં શી લ્હાણુ લેવી?
હઠથી હંમેશાં હાંસી થાય, થાય: થાય......નારી.

**વીનળ-મુંજાળ-**

અમર રહો અમ અમરપુરી સમ, નંદનવન વાડી **આ ગુજરાતની વાડી**
કૃષ્ણુચંદ્રના બંસી નાદમાં, ગીરા ગુર્જરી ડોલે;
જેના સંતાનો ઉચ્ચારો, વેદ મંત્રના બોલે;
દેવતરૂ ગુજરાત જગતનું ભાન કરાવે બ્રહ્મકર્મનું;
જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ.
**'અહિંસા પરમો ધર્મ'** આપણું જીવન સુત્ર છે એક આ—ગુજરાત

**મીનલ-મુંજાલ-**

અમારી ફુલવાડીમાં રાજ રહો અતિથી અમારી તે ગણી તમારી.
અમારી ફુલવાડીમાં દયાના ફુવારા,
અમારી ફુલવાડીમાં પ્રેમનાજ કયારા!
રસવાળી, રસાળી, લલીત ફુલવાળી—અમારી.
અમારી ફુલવાડીનું મધુરૂ આ પંખી;
સ્વતંત્રતા નિર્દોષતા, મૃદુતાનું સંગી.
એના દોષને વિસરજો, તમ હૃદય સ્થાન દેજો એજ માગણી અમારી-અમારી.

**મીનલ-મુંજાલ-**

માન પાન દામ અને ખોટા દમામની, મોહિની ઉપર મન મોહ્યું;
હવેલી લેતા ગુજરાતનું ખોયું
માન પાન દામથી આવ્યા પ્રકાશમાં, છાપામાં નામ અમે જોયું;
જાણ્યા છતાં તમે પડતાં કુવામાં, આ તે તમારો મોહ કેવો;
મશ્કા વિના ન બોલાવે કોઇપણ, આ છે જમાનો એવો.
પરતંત્ર એવા થવાની જરૂર શી? કારણ દરબારમાં પ્હેલી છે ખુરશી.
ધરીએ અમલ કરીએ હુકમ દોડાવીએ ટમટમ;
બસ દમ, બસ દમ, બસ દમ, દમ, દમ, બસ દમ.
કપાળે આંખ્યોનું કાજળ લોહ્યું.—હવેલી.

**સંસાર નૈકા-**

સ્નેહ ભીની તે કર્યો છે ઠાર, ઓ મૃગનયની સ્નેહને સ્વીકાર;
તું રઢીયાળી, રાધા પ્યારી, કાન' કુંવર હું કાળો;
તન સરીતામાં સ્નાન કરાવી, દેહ સફળ કર મારો.
ભાન સાન શું ભુલી બેઠા, મતી ગઇ કયાં મારી;
ઉપદેશક થઇ આપ બનો છો, આવા અત્યાચારી—

તપ બળ મારૂં અર્પણ તુજપર, તન મન નાંખુ વારી;
શાંત હૃદય મારૂં કરવાથી, મોક્ષ ગતી છે તારી.
ધરમી થઈને અધર્મ કરતાં, ડર ઇશ્વરનો ધારો;
નર્કના કીડા ધર્મના ભક્ષક, ધીક છે જન્મારો.

અબળાઓનાં બંધન—

ઘેરાં નયન નચાવત પ્રાણ, શ્યામલાં તરલાં;
શરમાળાં કામણ કરનારાં, ન્યારા એ નવલાં.
લાલ ચુંબક પાન, ગુમાન મદવાલાં—ઘેરાં.
તીરછા તીરોનો માર, તુટયા હૃદયના તાર;
દિલડાં વિંધી જાય કટાર એ નેનોની અમીધાર, ઝીલો નેહથી રસીલાં–ઘેરાં.

અબળાઓનાં બંધન—

પ્રીતિરસ જ્યાં ઉભરાય, ને અકળાય અલબેલી;
મધુરા શા નેન નચાવી, હું ભોળીને ભરમાવી.
પરવશ તેં કીધી કાય, જો તલસાય રસવેલી;
વચને મને બાંધી, હવે શરમાવે.
રસનાં ઝરણાં રસરાજ, અજબ ઉભરાવે;
ઉર ધડક ધડક અતી થાય, મન મુંઝાતાં થઇ ઘેલી.

અબળાઓના બંધન—

મીઠી મીઠી મુરલી વ્હાલી એ મુરલી, પ્યારા કનૈયો બજાવે!
મીઠી મીઠી શી વાત સુણાવે! ગોરી મહીયારી નૈયાં નચાવે!
દિલ શાને કુમારા લજાવે? હૈયાં રસીલાં ઝુલાવે—મીઠી.
હું તો અજાણ, દગારો કહાન, રૂસાણી, અજાણી, દીવાની,
બવાણી, અમારી જુવાની, પ્યારીપ્યારી બતિયાં, છલકાતી છાતીયાં
લુચ્ચો બનાવે મનાવે, પટાવે, બંસી બજાવી ભૂલાવે—મીઠી.

ભાગ્યોદય—

મૂવા લોકો બને દહાડે દા'ડે અનાડી,
જૂએ નફ્ટ થઇ આંખ કરી બાડી— મુવા.
હોય વરસ બારનો, કે સાઠના સુમારનો;
હોય જણ્યો મોચી, હજામ કે કુંભારનો—મૂવા.
મૂખના ખોંખારથી, આંખના પલકારથી;
સાન કરી બોલાવે શ્વાન જેવા પ્યારથી, ધીમેથી ખેંચતા સાડી-મૂવા.

ભાગ્યોદય—

મને વરવાની આશામાં, જોને વર પેલા સલામો ભરી રહ્યા-મને.
જોબનનો નવરંગ ચડ્યો, તને અંગઅંગે સખી;
ખીલ્યું અનુપમ રૂપ મનોહર— પેલા સલામો.
મીઠાં સુણાવે ગીત ફાગણુ ને પ્રેમનાં, શ્રૃંગારો મોકલે વસંત આ.
બંને રસાકવર બાઇ મળ્યાં તને, ખોળે કાં કંથને?
વરને વસંતને! ખેલાવશે તને—પેલા સલામો.
લુચ્ચો પવન મારે અંગે લપટાયછે, ભમરો આ કંઇક કહી જાયછે.
ગાંડા બન્યા છે બેઉ તારી મિઠાશમાં, રસના ઉલ્લાસમાં;
બાહુના પાશમાં, ખેલે વિલાસમાં—પેલા સલામો.

ભાગ્યોદય—

ઓચિંતા કુસુમબાણુ મારી આ પ્યારી; રંગીલો કહાન કયાં ગયો?
મીઠા બોલ બોલી હસાવી છબીલો કાન કયાં ગયો? હું હુંડું એકલી વનમાં
અરે હાં, છુપાયો કયાં લાડીલો!—ઓચિંતા
મટુકી લઇ હુંતો ગઇતી મહી વેચવાને, લુંટી લીધી નંદલાલે;
ભુલેલી ફસેલી, હૈ મેલી છબેલી, બતાવો રસીલો કયાં લાડીલો!—ઓ.

**એ'માં શું ?—**

છે સમજ સમય બળવાન, ફેરવે ફેશનનું એ સુકાન—છે.
કસકસતી કંચુકીની તો, પ્રમદાએ કરી **લુસ બાંય**,
**આરસી** જેવા પોલકા, ત્યાં તો આવ્યા ફેશનમાંય.
ટકાઉ રેશમી સાડી સુન્દર, **બોયકોટ** થઇ ત્યાંય;
**સીફોન**ને એ સ્થાન મળ્યું, જેથી સર્વાંગ દેખાય.
અખંડ કેશકલાપ ચિન્હ, સૌભાગ્યવતિનું ગણાય.
આજે બાલ કપાળ ઉપરના, સેલુન માંહી કપાય.
પવન તેની પુંઠે નહિ કંઈ હાણુ—ફેરવે૦

જો તમારે જુનાં પુસ્તકો વેચવા હોય તેમજ નવાં કે જુનાં ખરીદવાં હોય અથવા સંખ્યાબંધ પુસ્તકો માત્ર નામનુંજ 'ભાડું' ખર્ચી વાંચવા હોય તો

**વીર કુણાલ—** રાગ—ગઝલ.

જોયો જમાનો આ કલિનો પાપનો વિસ્તાર છે.
જ્યાં ત્યાં જગતમાં પાપનો, જામી રહ્યો અધિકાર છે.
સારા બીચારા ખાય ખત્તા, દુર્જનો પુજાય જ્યાં;
મરવા પછી સદ્‌ગુણ ગણે, દુનીયાં અજબ નાદાર છે!
સતયુગ જતાં ધર્મને, દ્વાપર જતાં યજ્ઞો ગયા,
ત્રેતા જતાં તીર્થો ગયાં, કલિમાં કપટ ભંડાર છે!
માતા વિષયના પ્યારથી સુપુત્રને ચહાનાર છે,
કાળાં કરાવે કૃત્ય કામી, પ્યારને ધિક્કાર છે!

લખો:—

**બુકસેલર મંગળદાસ જોઇતારામ.**
**રીચીરોડ—અમદાવાદ.**

**બુદ્ધદેવ–** રાગ–ગઝલ–કવ્વાલી.

પડતી હવે મુજને ખબર, તુમાં, જણાયે હર્ષ નહિ;
આ જગતની જંજાળની, ચતુરાઈ તેં દીઠી નહિ:
જ્યાં પ્રેમ મારો ઝળહળે, ત્યાં તે દીધો બદલો ખરો,
ઘરબારને છોડ્યા વિના, યુક્તિ કશી સુઝી નહિં.
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨) સમાધી જુઠી દે ત્યાગી(૨) હવે
વિલાસી મહેલના વાસી તને આ શી લગન લાગી ? (૨)
મધુરાં પુષ્પને ત્યાગી, અણા કાંટા શું હીણભાગી (૨)–હવે તો
ઉંડી આશ ધારીને, મેં તારો સંગ કીધો તો (૨)
ભરૂંસો દઈ ભુલાવી ઓ ! વિરાગી શું ગયો ત્યાગી (૨)–હવે તો.

**વીર કુણાલ––** રાગ–ગઝલ.

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે;
સમય સારો સધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે.
સમય પર જે મહારાજા, સમયપર તે ધરે ભગવા;
સમયપર ખાય જે ધક્કા, સમયનો રંગ ન્યારો છે.
ચડે વાદળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં, સમયનો રંગ ન્યારો છે.
સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

**રાજ તિલક–( સ્વરાજ્ય સિદ્ધિ શામાં ) રાગ—ગઝલ.**

સુતરને તાંતણે સ્વરાજ્યની સિદ્ધિ સમાઇ છે !
રૂડા આ રેંટીઆથી તો, અમારી બાદશાહી છે !

સ્વતંત્ર હિંદને રાખે, શરીરો રંકના ઢાંકે !
આપે તંદુરસ્તી તો, અમારે બાદશાહી છે !
ગરીબી હો, ફકીરી હો, અખંડિત આત્મશ્રદ્ધા હો !
'અમૃત' આબરૂ રહી જો, અમારે બાદશાહી છે !

**સ્વદેશ સેવા—** રાગ—ગઝલ.

સૃજેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે;
નથી કોઇ ઉંચ કે નીચો, જીવનનો સહુના સરખાંછે!
પ્રભુજીની જગત વાડી, તણાં ફુલડાં સહુ જીવો;
સુગંધીથી ભરેલાં સહુ, સમજીએ તો એ સરખાં છે !
વિષમ આ વિશ્વનો—વાયુ, કરે જીવ ક્રોધીને ઘેલાં;
ન મનહર દોષ માનવનો, સકળ આત્માઓ સરખાંછે!

**રાજ તિલક—( કુદરતી એકતા )** રાગ—કવ્વાલી.

સહુ ફરજંદ ખુદાનાં છે, સહુમાં નુર ખુદાનું છે;
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહુ કુદરત ખુદાનીછે.
પઢો પુરાણ, યા કુરાન અવસ્તા, બાઇબલ, ઇન્જલ,
સહુમાં તેજ છે સરખું, સહુ કુદરત ખુદાની છે.
જપો મુખ રામ કે રહેમાન, અગર જરથોસ્તકેઇસુ;
જુદા છે નામ એ તો પણ, સહુ કુદરત ખુદાની છે.
પ્રભુ છે કાશી કાબામાં, મંદિરો ને મસ્જીદોમાં;
હરી હકતાલા એ 'અમૃત' સહુ કુદરત ખુદાની છે.

**સુર્ય કુમારી—** રાગ—ગઝલ.

રીબાયો છું, ફસાયો છું, કુટાયો છું, લુંટાયો છું;
દુભાયો છું મુંઝાયો છું, અમારી આમ બાબત છે.

પકડતાં જાળમાં ઉંદર, ભરાયો સર્પ તે અંદર;
હું ઘોડા બદલ ખચ્ચર, અમારી આમ બાબતછે!
( પણ તે થયું કેમ ? )
બીજાણુ નાર નખરાળાં, મુંઝાણું જોઇ ગોટાળા.
પક્ષીથી પુંછડાવાળો, મળ્યો તો આમ બાબત છે!
તમારા કષ્ટ સઉ ટળશે, અવશ્યે ન્યાય પણ મળશે,
તમારા શત્રુ સપડાશે, અમારી એ કબુલત છે!
તમારી એ કબુલત છે! અમારી આમ બાબતછે!

**પુંડલીક —** રાગ—કવ્વાલી.

જ્યારે પડે આફત શીરે, ચાહનાર પણ આઘા ખસે,
જેને પડે તે ભોગવે, બીજા ઉભા સ્હામાં હસે.
ચઢતી મહીં, તો હાજી' હા. કરનાર જગમાં લાખ છે;
પડતી મહીં દે સાથ જગમાં, કોઇ એ વીરલા વસે.
જો બન્યા પોતેજ મુરખા, તો બીજાનો વાંક શો;
તે બળે નહીં કેમ થઈ જે, અંધ અગ્નિમાં ફસે.
આજ ખુલ્લી આંખથી, જોયું—સગાં સહુ સ્વાર્થનાં!
જાણ્યા છતાં મારા સમા, ભોળા દિવાના થઇ ફરે—

**વીરવીજય —** રાગ—ગઝલ.

લગાડી મોહીની દીલની, મને વ્હાલે વિસારી છે;
સુકાતો બાગ જોબનનો, કપાતાં કાળજાં કુમ્ળાં;
બુટી દીલની લગામો તો; પછી બુરી બીમારી છે—
બના ના ભેદ્યા વ્હાલા, કરી ઘાયલ જીગર મારૂં;
મજો ચુરા જીગરના તો, ગુન્હેગારી : તમારી છે—

જુદા લાખો હશે મારા, દીલાવર તે છતાં પ્યારા.
દીવાનાં પર દયા લાવો. વિનંતી એ હમારી છે—

**વીરવીજય—** રાગ—ગઝલ

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે;
ન તજશો ધર્મ નીતિ તો, વિજય અંતે થનારો છે
હશે જો સંપ ને સમતા. વળી કર્તવ્ય ને હિમ્મત
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે
જશે એ રાત અંધારી. ચમકતા શૌર્યનો ભાનુ;
ઝુકો યાહોમ કરી રણમાં, વિજય ડંકો તમારો છે

**વીર કુણાલ—** રાગ—ગઝલ

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી
હૃદયને મેળવી લેશે. અમારો પ્યાર પરદેશી.
થયા દુર્ભાગીયાં એવા, તજાવી દેશની સેવા
ભટકશું પારકાં ઘરમાં, બની લાચાર પરદેશી.
અમારા ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી,
અમે સત્કર્મથી થઇશું, હૃદયના હાર પરદેશી,
અમારા દેશ બંધુઓ, અમારી જન્મ ભુમીમાં.
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી !

**પૃથ્વીપુત્ર—** રાગ ગઝલ.

નથી પરવા જીવન ધનની, ફના અંતે થનારૂં છે,
તો સ્વામીના વચનપરથી, સમર્પણ સૌ અમારૂં છે
અખીલજગમાં વિરલમીત્રો, વિરલઆત્મા સમર્પણ છે.
હવે જાણ્યા છતાં પણ આ સહવાસ શા માટે ?

અમી કહી ઝેર બહુ દીધાં, ભરોંસે તે અમે પીધાં,
જીવન નીર્દોષના લીધાં, છતાં સહવાસ શા માટે?
તવંગર હો કે હો મ્હોટા, ભલે હો દેશના સુબા,
દયા ગરીબોની જાણે ના, પછી સહવાસ શા માટે?

**બીનલમુંજાલ—** રાગ–ગઝલ–કવ્વાલી.

તુટેલા તાર વીણાના, તે બંધાશે ફરી પાછાં,
ફુટેલા પ્યારનાં વાજાં, ન સંધાશે કદી પાછાં,
દીવાલોમાં પડયા ચીરા–તે સંધાશે ફરી પાછાં, (૨)
થયા ચીરા જીગરના તે, ન સંધાશે કદી પાછાં,
પડયા જે મ્હોતના મુખમાં–ઉભા થાયે ફરી પાછાં (૨)
ઘવાયા બેવફાથી જે, ન સાજા થાયે તે પાછા.
પડેલા ઝખમના ખંજર–ના પુરાયે તે ફરી પાછા. (૨)
પડેલા જુલમના ઘા તે, ન રૂઝાયે કદી પાછા–

**બીનલમુંજાલ—** રાગ–ગઝલ.

છે આંસુડાની જીન્દગી તે, આંસુડામાં વહી જાશે,
ભલે સ્નેહનાં કે શોકનાં, પણ આંસુડામાં ભળી જશે
પ્રીતી તણું રૂધીર અશ્રુ ઉષ્ણુ વહે નસ નસ મહીં,
આ જીંદગીમાં લખ્યું કે, હુંમાં હવે કંઇ રસ નહીં.
જન્મની બાલ જોગણ આ પ્રવાસી–પ્રેમ આલમની,
સતાવ શીદને ભાઇ, જપું માળા હું વા'લમની,
પુજારણ ચીત્રપટમાં આ, વીરાજેલા વીલાસીની,
ભીખારણ પ્રેમની હું તો, હૃદય વનના કલાપીની.

**સત્ય પ્રકાશ—** રાગ–ગઝલ.

શીયળ સદધર્મનું પાલન, સદા શાન્તી પતિ સેવા;

સદ્‌નશીલસલતા વિના સ્રીના, હૃદય ભંડાર સુના છે,
સ્રીયોચિત સદ્‌ગુણો વીણ સહુ, ભણ્યા પણ ન ગણ્યા ગણવા,
વૃથા એ ભાર ભણનારના, જીવન સંસ્કાર સુના છે.
ખરી શોભા ન વસ્રોથી, ન સુંદરતા ન ભુષણ છે,
ખરા શણગાર સદ્‌ગુણના, વિના શણગાર સુના છે.
મળે કે ના મળે પ્રીતી, ટળે કે ના ટળે દુખડાં,
છતાં સ્રી ધર્મ તજવાથી, અરે અવતાર સુના છે.

**સંસાર નૌકા—** રાગ—ગઝલ.

ભલે બહુ ભાવથી શીખે, શીખેલું વ્યર્થ તે જાએ,
કરે મહેનત છતાં સોનું, ધર્યું તે ધુળ થઇ જાએ ?
લખ્યું વાંચ્યું ભણ્યા—ભુગોળ, ને ઇતિહાસ અવલોક્યા,
વળી હીસાબ ગણવામાં, દીવસના—દીવસો રોક્યા.
સફળ એ જાણવું અંતર, બધું છે ધુળપર લીંપણ,
નથી સદ્‌ગુણ તો શિક્ષણ, નકામું સર્વ કહેવાએ.

**કુદરતી પ્રભાવ—** રાગ—કવ્વાલી.

વખત પલટાય છે જ્યારે, બધું પલટાઇ જાયે છે,
બને છે રંકના એ ભુપ, નૃપાળો રંક થાયે છે.
જમાનો તે ગયો જુનો, હવે નવયુગ આવ્યો છે,
ન મળતા ન્યાય પણ પુરા, ગરીબો તો ઘુંદાયે છે—વખત.
નથી એ દોષ કોઇનો, ખરેખર ખુબી કીસ્મતની,
હતા જે ભક્ષ સિંહોના, શિયાળો આજ ખાયે છે—વખત.

**ભાગ્યોદય—** રાગ—ગઝલ.

દીલ મારૂં આ દીવાનું, ભટક્યું ફરે છે ક્યાં ક્યાં ?

જેમ જેમ લગામ ખેંચું, જઇ જઈ મરે છે ક્યાં ક્યાં?
પુરાઈ પીંજરામાં, હું પંખીણી ખુશીથી,
તોએ પછાડી પાંખો, ફોગટ ફરે છે ક્યાં ક્યાં?
જુવાની આ મુંઝાવે, પણ સત્ય કેમ છોડું?
તોયે હૃદય પ્રણયની, પ્યાલી ભરે છે ક્યાં ક્યાં?
ક્યાં ક્યાં જીગર ચીરાયે, ક્યાં જીંદગી સુકાયે,
જાણું ન આંખમાંના આંસુ, ખરે છે ક્યાં ક્યાં?

**દીવાન—** રાગ–ગઝલ–કવ્વાલી.

આ દુનીયામાં એક ગણાતા, રામ ને રહેમાન,
જુદા થયા જ્યારે બન્યું, કમભાગ્ય હિન્દુસ્તાન.
ગૉડ કે ગોપાળ—નામો જુદાં સરજાયાં,
ખુદા,અલ્લા,ઇશુ ને ઇશ્વર,માતા મહામાયા–એક છે.
જુઓ તપાસી શાસ્ત્રો, પુરાણો વેદ ને કુરાન.
રહીએ સંપ જો સમજો તો હિન્દુ ને મુસલમાન.
એકબીજાનો દ્વેષ કરતાં,દુશ્મને કર્યોધિરપ્રવેશ–એકછે.
જાગી જુઓ વૈભવ આપણાં ચાલ્યાગયા પરદેશ-એકછે.

**રૂકમણી–સ્વયંવર—** રાગ–ગઝલ–કવ્વાલી.

યમુના તણા કીનારે, ગોપાળ ગૌ ચરાવે,
સંગીત સ્વર ઇશારે, રાધા નીકટ બુલાવે.
બંસી ધ્વની સુણીને, શુદ્ધ દેહની ભુલીને,
નીકળીને ઘરથી રાધા, ગોપાળ સાથે આવે.
યમુના સરિત કુંજે, શૈયા કમળ બીછાવી,
શ્રીકૃષ્ણ કર કમળથી, રાધા ચરણ દબાવે.

**સિદ્ધ સત્યેન્દ્ર—** રાગ—ગઝલ—કવ્વાલી.

ન સમજુ સ્વામી શી રીતે, ચરણુ સેવા બજાવું હું,
ન એવી કાઇ વસ્તુ જે, પ્રભુ તમને રીઝાવું હું.
તમે છો પુર્ણ વ્યાપક બ્રહ્મ, અનંતાનંત બ્રહ્માંડે,
કયું સ્થળ ખાલી છે તમથી, કે જ્યાં સ્વામી બોલાવું હું.
સદા નિર્મળ નિરંજનને, વળી નિર્વાસ ને નિર્લેપ,
પછી જળ સ્નાન ચંદન ધુપ, કયાં પુષ્પો ચઢાવું હું.
જગત સાૈંદર્યના અને સૃંગાર સૃષ્ટિના,
કયા સૃંગાર વસ્ત્રો એ, દિગમ્બરને વિટાવું હું.
સ્વયંભુ તાતના તેજે, તપે રવી ચંદ્ર ને તારા,
મહાજ્યોતિ દિપકને અલ્પ જ્યોતિ હું બતાવું શું.
સુમન ભાવે સુમને પુજા, સુમન સહ તન કરૂ અર્પણુ,
છો અંતરયામી અંતરના, પછી તમને જણાવું શું.

**કુમારપાળ—** રાગ-ગઝલ.

જીવનને જે સમય બાકી, વૃથા તે નવ જવા દોને;
કરો શુભ કર્મ ભવ તરવા, ખબર છે કાલની કોને—જીવ.
ઘટે આયુષ્યના દિવસ, છતાં કરીએ છતાં મોટાં,
જીવન વિશ્વાસ એ ખોટા, ખબર છે કાલની કોને—જીવ.
તરંગોની તરળ જ્યોતિ, પળે પળ જાય પલટાતી,
ઘડીભરનું ન સુઝે સાં, ખબર છે કાલની કોને—જીવ.

**અરૂણોદય—** રાગ ગઝલ—કવ્વાલી.

મ્હારા કહું વહેવારની બે વાત આ અનુકુલ છે,
અભીમાનથી ન સાંભળો, તો આ તમારી ભુલ છે!

મન માનતું મળતું નથી, કોઇને બધુંય સંસારમાં,
ખામીમાં ખામી ખોળવી, એ તો તમારી ભુલ છે.
કાળા છીએ રંગે અમે પણ, કાળજાં કાળાં નથી,
તેનીય કીંમત ના કરો, તો આ તમારી ભુલ છે.
છોડી અમે શ્રી રામને, જપીએ તમારા નામને,
તોએ ન રાખો નેડલો, તો જીવતર અમારૂં ધુળ છે.
મીઠાં અમી આપો નહીં, તો ચાહ એ શા કામનો,
ચાં પાઇ બાળો કાળજાં, એ તો તમારી ભુલ છે.
પરાર્થે આ જીવન દેવું, વિરલ જનનેજ પ્યારૂં છે,
બને સુરમો નયનનો તો, નયન મારા ધરૂં ચરણે,
બને જુતા ત્વચાના તો, શરીર સ્વામી તમારૂં છે.

**રાજા શંભાજી—** રાગ–ગઝલ.

પ્રણય અમૃત પીનારાને, મરણ દરકાર શા માટે ?
ડુબ્યા છે તે તર્યા સાચા, પછી ભવપાર શા માટે ?
તમારૂં એક આંસુ ને, અમારા આંસુના સિન્ધુ,
બરાબર છે પછી બાકી, જમા ઉધાર શા માટે ?
જીવન જો પ્રેમમાં ખોયાં, મરણ જો પ્રેમનાં જોયાં,
ગજાવીએ સ્વર્ગ પણ પ્રેમે, પછી અવતાર શામાટે ?

**મીનળ મુંજાલ—** રાગ—ગઝલ.

જગતના જાણ ભેદુઓ, રસીક દિલના દીલાવર કો,
બતાવો કોઇ તો આશક ?...............જગતના.
કરૂં તન બદન સૌ કુલ, આપું માગો જે તે મુલ,
ઝુરે આ કુમળું બુલબુલ, બતાવો કોઇ તો આશક !

મૃદુ આંખડી આંજી, ગુંથી વેણી ફુલડાંથી,
કંચુકી કસકસી બાંધી, બતાવું-કોને તે આશક ?

**વીર કેશરી—** રાગ—ગઝલ.

ખરા તે હીંદના સંતાન, લડે જે હીંદને કાજે,
લડે જે હીંદને કાજે, મરે જે હીંદને કાજે.
ડુબાંતો દેશને દેખી, ચડે વા'રે ઉમંગેથી,
પ્રભુ કે બાદશાહોથી, ઝુઝે જે હીંદને કાજે,
ન મોહે માયા મહોબતમાં,ન લોભે માલ દોલતમાં,
જીવન જર પ્રાણ સૌ પક્ષમાં,તજે જે હીંદને કાજે.
**यतो धर्म स्ततो जय** છે,કરો યાહોમ શો ભય છે.
અમર તે થાય છે નિશ્ચે, મરે જે હીંદને કાજે.

**અહલ્યાબાઇ—** રાગ—કવ્વાલી.

દુનીયા તણાં દિવાના, દીલભર મજાઓ લુટે,
તુટે જીવનની દોરી, આશા છતાં ન છુટે—
બાળક મટી યુવાની, આવે ભલે દિવાની;
તન ધન મળે તરુણી, આશા છતાં ન છુટે—
આવે પછી બુઢાપો, ધોળા થતાં નીમાળા;
રે' બાકી લાકી લાળા, આશાછતાં ન છુટી—

**વીર કેશરી—**

કુંપદ તજો હરામી, દુનીઆ નથી સદાની;
જર જોરને જુવાની, સહુએ થવાની હાની.
સાચી સલાહ માનીરે, કરણી કરો મજાની;

મમતા મુકોને પ્રાણી, સહુ અંતે ધુળધાણી.
આ જુઠી જીંદગાનીરે, સ્વપ્નાસમી હ્યો જાણી;
કોઇ આજ કોઇ કાલે, પરલોક પંથ ચાલે.
જમ દુત આવી ઝાલેરે, દુનીયા ડુબી જવાની;

**વીર કેશરી—** રાગ—ગઝલ-કવ્વાલી.

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ એવો છે ?
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે ?
હતી શલ્યારૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે ?
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે ?
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોધા.
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું .થવાનું છે ?
રમ્યા જુગટુ સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે ?

**પૃથ્વી પુત્ર—** રાગ—ગઝલ—કવ્વાલી.

લોકો કહે છે કૃષ્ણ કર્તા, અકર્તા સાક્ષાત છે;
તો ધ્યાન દઇને સાંભળો, આ અજાયબીની વાત છે.
ખાંડવને બાળ્યું અર્જુને, લંકા હતી સોના તણી;
હનુમાનજીને પુંછડે, ત્યાં આદર્યો .ઉત્પાત છે—
બાળ્યો નકામો કામને, બેભાનમાં શ્રી શંકરે;
દારિદ્ર જગનું બાળવા, ના કોઇની તાકાત છે—
આ કોલસાનો ભેદ એ; દારિદ્ર બાળો દેશનું;
જો કૃષ્ણથી એ ના બળ્યું, તો અજાયબીની વાતછે.

અહસ્પતિ સમ વિદ્વતામાં, વિપ્ર આ સાક્ષાત છે;
ઉલટા તણું સુલટું કર્યું, એ અજાયબીની વાત છે—

**બીનળ મુંજાળ—** રાગ—ગઝલ

પાળે પ્રજાને પુત્રસમ, તે દેવસમ પૂજાય છે.
યશગાન એવા નૃપતિઓનાં, દેવતાઓ ગાય છે.
જગતમાં પાળે પ્રજાનાં હિત, નૃપ એ જાણે ધર્મની રીત-જગતમાં
જે ન્યાય આપે શીખવે, રાજા થવા તે યોગ્ય છે;
વિદ્યા કળા ને શીખવે, રાજા થવા તે યોગ્ય છે
અફસોસ છે પણ એટલો, કે કોઇએ ના કામના;
રાજા બધા ધર્મો ભુલી રાજા, રહયા એક નામના.

**બીનળ મુંજાળ—** રાગ—ગઝલ.

વચન આપી ન પાળે જે, પોતાના કહીને મારે જે;
એવા ઠગ સ્વાર્થી સાથે, કહો સહવાસ શા માટે ?
ઉપરથી લાગે રૂપાળા, પરંતુ હૃદયના કાળા.

**ચાલુ જમાનો—** રાગ—ગઝલ.

અમારો કોઇ નથી આરો, સમય છે પ્રાણ લેનારો.
પડયો શિર દુઃખનો ભારો, પિતાજી મારો કે તારો.
થઈ છે પાયમાલી શર્ત, સદાથી પિતા ભારી,
ગયાં ઘરબાર ને ધનમાલ, આવી સખ્ત લાચારી,
બુરો તકદીરનો તારો, પિતાજી મારો કે તારો—અમારો.
ન ખાવા અન્નનો દાણો, ન પીવા ગોળીમાં પાણી;
નહીં તન ઢાંકવા કપડું, કહું શું વાત વિસ્તારી,
થયો સંસાર આ ખારો, પિતાજી મારો કે તારો—અમારો.

**હ્ન વિજય—** રાગ—ગઝલ. (ગૌ પોકાર).

નથી દીધાં દુઃખો તમને, ન ત્રાસે તમને બાળ્યાં છે;
અમારાં બાળનો હક દઇ, તમારાં બાળ પાળ્યાં છે!
અમારા દેહના દઇવત, નીચોવી તમને સ્પર્પ્યા છે!
કરાવી પાન પયના ને, જીવન તમને સમર્પ્યાં છે!
અરે ઓ હીન્દના વાસી, શું બદલો એહ આપો છો!
બનાવી ચર્મના જોડા, છરાથી ગળાં કાપો છો!

**મણીકાન્ત—** સાથે શું લઇ જઇશ?

ચીવટ રાખી હરી ભજને, જગત જળ ઝાંઝવા જેવું;
જમાવેલું પડયું રે'શે, નથી સાથે કશું લેવું.
મગન મનમાં નહિ થા તું, અરે દીન એક તો મરવું;
છતાં કાં લાગ જાવા દે? પ્રભુનું નામ દઇ તરવું!
સગાં વ્હાલાં લઇ સાથે, નથી તું ભાઇ! જાવાનો;
સકળ ધન તો ધર્યું રહેશે, પછી ત્યાં શું બતાવાનો?
ભરી લે ભક્તિના લાડુ, અવલ એ કામમાં આવે;
પછી ના રાખ તું શંકા, ખજાને ખોટ ના જાવે!
લખી લેજે હૃદય શંકર તણી આ શિખ છે સારી;
સફળ થાશેજ જન્મારો, રટણુ કર કૃષ્ણુ ગીરધારી!

**મણીકાન્ત—** ગઝલ.

સુખી સંસારને ધારી, ભુલો તું કાં ભમે ભમરા!
દુઃખોથી છે ભરેલો આ, સકળ સંસાર મન ભમરા!
સુખોની છાંયડી જાયે, દુઃખોના વાયરા વાયે;

સુખો લાગે અતિ મીઠાં, દુઃખો હાયે ! ન સ્હેવાયે !
ભલે સુખ હોય સૌ વાતે, ન હોયે ન્યુનતા કાંઈ;
મરે જો સુત વ્હાલો તો, સુખો સૌ જાય પલટાઈ !
અમર પુત્રી બને વિધવા, કહો દુઃખ એજ કયાં કમ છે ?
કુસુમ સુખ ફરૂ કરમાયે, નહીં ઓછો સીતમ એ છે !
કંઈ જન દર્દથી ઘેલા, કંઈને અન્ન નહિ ખાવા;
કુટુંબ પરીવારથી ત્રાસી, બને છે કૈંક જન બાવા !
કંઈ જન જઈ કુવે પડતા, કંઇ ખંજર ખાઈ મરતા !
કંઇ જન ઝેર ફાકીને ! દુઃખી નિજ દેહ પરહરતા !
કંઇ સ્થળ વાગતાં વાજાં ! લગન કોઈ સ્થળે થાતાં !
રૂદન કોઈ સ્થળે થાયે ! સગો વ્હાલો મરી જાતાં.
અરે ! સંસાર આ એવો, દુઃખોથી છે ભરેલો રે !
કહે શંકર જપો જગનાથ, ને જંજાળ મેલો રે !

વીર કુણાલ— ગઝલ.

હું બાપરો તું કોડીયો જોડી વીંછી ને સાપની,
મીઠા ડસીને પુછવું છે બુદ્ધિ કોઇના બાપની;
કાયદો પુછી શકે નહિં એવી વિદ્યા આપણી,
કાવ્દેથી બોલી ફરવું છે બુદ્ધિ કોઇના બાપની.
માથાંઓ મુંડી મુર્ખના પહેરાવી ટોપી માપની,
કહેવું અમે શું જાણીએ છે બુદ્ધિ કોઇના બાપની;
ચોરો સહુ સંસાર અહીં પરવા કરો ના પાપની;
શ્રીકૃષ્ણ ગીતામાં કહી ગયાછે બુદ્ધિ કોઇના બાપની.

મણીકાન્ત — —ગઝલ—

દયાળુ દીકરીવાળા દયા વાંઢાપરે લાવો:

દુઃખી છે જીંદગી મારી કૃપાળુ કોઇ પરણાવો !
સુનું ઘરબાર મ્હારૂં છે, વિના નારી અકારૂં છે;
પરણવું પ્રાણ પ્યારૂં છે, હવે ના લેશ તરસાવો !
સકળ લોકો કહે 'વાંઢો', ભરૂંસો તેનો છાંડો;
કહે છે લોક કંઇ ગાંડો, તપેલાને નહિ નાવો !
સગું ના કોઇ સંગાથે, અરેરે ! રાંધવું હાથે;
વળી ઘરકામ તે સાથે, કરૂં હું કેમ બતલાવો ?
કડાકુટ ઘરતણી કરવી, નિયમસર નોકરી કરવી;
નથી નવરાશ બે પળની, કરૂં કોનાપરે દાવો !
હૃદયની વાત કયાં કરવી, પ્રીતિ પ્યાલી કહાં ભરવી ?
ધીરજ તો કયાંસુધી ધરવી ? નિવેડો તેહનો લાવો !
પ્રીયાના સ્વપ્ન આવે છે, મ્હને મોજી બનાવે છે;
પ્રભાતે તે સતાવે છે, દયા તો કોઈ દરશાવો !
પિતા સૌ દ્રવ્યને ચાહે, સુતા ધનકાજ વેચાયે;
અઝત કન્યાતણી થાયે, કુધારો કોઈ અટકાવો !
પુરો પૈસો નથી પાસે, અરેરે કેમ પરણાશે ?
કુંવારી જીંદગી જાશે કરૂં દરરોજ પસ્તાવો !
સુતાનું દ્રવ્ય લેનારા, સુણો તમથી કસાઇ સારા;
તમોપર શ્રાપ છે મ્હારા, હૃદયમાં લાજ કંઇ લાવો !
અહો ! કન્યાતણા વાલી ! પિવાડો પ્રેમની પ્યાલી;
અરેરે ! દુઃખ લો ટાળી, લઉં સંસારનો લ્હાવો !
વિનંતી આ સુણો મ્હારી, ગયો છું હામ સૌ હારી;
કરે કોઇ ઘરબારી, નહિ તો હું બનું બાવો !

કહે 'શંકર' બિચારા રંકને, ના દાદ કો' દેતું;
પિતા જ્યાં દ્રવ્યના લોભી, પછી ફરિયાદ કો' લેતું !



# ભાગ ત્રીજો.

## સિદ્ધાર્થ અને સિદ્ધિઓનો સંવાદ.



બુદ્ધદેવ—

સિદ્ધિઓ—છો રાજયોગી રઢીયાળા, અમે જપીયે તમારી માળા;
શ્યામ રસાળા સ્નેહે સ્વીકારો, પ્રથમ ઉરના સન્માન
તમે મન માન્યા મહેમાન (૨)—છો રાજ.

કાન્તિ—કાન્તિ દેવી હું જગે ગણાઉં, અનુપમ કાન્તિ શાન્તિ લાવું;
કલ્પવૃક્ષથી આપું અધિક હું, ન્હો માગ્યા વરદાન;
તમે મન માન્યા મહેમાન—છો રાજ.

સિદ્ધાર્થ—આત્મ કાન્તિ મમ જગે પ્રસારી, માનવનાં દુઃખ સહુ સંહારી
દિવ્ય જ્યોતિ જગમાં વિસ્તારી, સ્થાપું સુખનું સ્થાન;
અમારી એજ હૃદયની લ્હાણ—છો રાજ

શ્રી—રિદ્ધિસિદ્ધિ નિશ દીન દેનારી, ક્ષણમાં ઇચ્છિતને કરનારી;
ત્રિલોકમાં ફરનારી શ્રી હું આપું અનુપમ જ્ઞાન;
તમે મન માન્યા મહેમાન—છો રાજ.

**સિદ્ધાર્થ**—જગસેવા મમલક્ષ્મી સાચી, જેથી રહું હું નિશદીન રાચી,
એ વિણુ સંપત્તિ સઘળી કાચી, અંતર ગણું પ્રમાણુ;
અમારી એજ હૃદયની વ્હાણુ—છે। રાજ.

**ભૂતિ, ધૃતિ**—અનુપમ અક્ષય વૈભવવાળી, ભૂતિધૃતિ નવકોઇએ ભાળી,
કુબેરથી રઢીયાળી આપું, વિભૂતિ હર્ષ નીધાન;
તમે મનમાન્યા મહેમાન—છે। રાજ.
આત્મરતિને વિભૂતિ ગણુતો, મન ચાહેત્યાં નિશદીન ફરતો,
પુણ્યપંથ સંચરતો દેવી ! ત્યાગું ભલે મમ પ્રાણુ;
અમારી એજ હૃદયની વ્હાણુ—છે। રાજ.

**ભર્તૃહ** —
અલે જ્યાંકે દ્વારે ખડો જોગી.........
એ સ્વામી બીન અન્ય ન કોઇ આયો માંગન મમ ભોગી.

**સુકન્યા સાવિત્રી**—(યમ, સાવિત્રી—સંવાદ).
**યમ**—શા માટે શ્રમ કરે સતિ, તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી તું વળ પાછી (૨)
**સાવિત્રી**—સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત;
મીત્ર ભાવે સુણુજે હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદપુરાણે ભણીઓ, મુખ્યધર્મ ગૃહસ્થાશ્રમ ગણીઓ;
કૃપાનાથ ! મમ પ્રાણુનાથ ! શું રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ ! કયમ પાછી (૨)
**યમ**—સુણી વિવેકભરી મૃદુવાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી (૨) હવે.
**સાવિત્રી**-મહારાજ! (મારાં અંધ સાસુશ્વસુર આંખે દેખતાં થાય) **યમ**—" તથાસ્તુ " ભાગ્યવતી ! તું અતિ દૂર આવી,

